લગી જે અલૌકિક અદ્વૈતધર્મની અદ્વિતીય ભાવનાઓના પ્રતિનિધિ તરીકે તેઓ ટકી રહ્યા છે, તે અલૌકિક ભાવનાઓ કિંવા કલ્પનાઓનો પણ તેમના લોપ સાથે લોપ થઈ જશે, એની જ વિશેષ ચિંતા થયા કરે છે—સમસ્ત આધ્યાત્મિક વિચારસરણીના શિરોમણિરૂપ એ અલૌકિક અદ્વૈત પણ તેમના અદૃશ્ય થવા સાથે અદૃશ્ય થઈ જશે, એ જ વિચારણીય વિષય છે. એટલામાટે ઊઠો, જાગો અને વિશ્વની આધ્યાત્મિકતાનું સંરક્ષણ કરવામાટે તમારા ઉભય વિશાળ હસ્તોનો વિસ્તાર કરો. આ જડ જગતમાં અદ્વૈતના અલ્પ અંશને લાવવો અને તેના આધારે લોકોને મરવાનો માર્ગ બતાવવો એ આધ્યાત્મિકતાનો ખરો અર્થ નથી—સત્ય તો એ જ છે કે, પ્રથમ ભોજન અને ત્યાર પછી ધર્મ. આપણા દેશમાં આશ્ચર્યકારક ઘટના એ જ છે કે, જ્યારે કેટલાક બિચારા નિરાધાર દીન જનો ક્ષુધાની અસહ્ય પીડાથી આકુળવ્યાકુળ થતા હોય છે; તે વેળાએ આપણે તેમને ધર્મના અતિશય ભારથી દાબી દઈએ છીએ, પરંતુ તેમને જોઈતી વસ્તુ આપતા નથી. એ ખાસ કરીને ધ્યાનમાં રાખવું કે, ધર્મના ગમે તેવા આદેશ અથવા તો ઉપદેશો બુભુક્ષાને શાંત કરી શકતા નથી. આપણામાં આજકાલ બે મહાન્ દોષો ગૂઢ કરીને રહેલા છે—તેમાંનો પ્રથમ દોષ દુર્બળતા છે અને બીજો દોષ તે આપણી તિરસ્કારભાવના અથવા તો શુષ્કહૃદયતા છે. તમે ભલે લક્ષાવધિ ધર્મસિદ્ધાંતોને વ્યક્ત કર્યા કરો, કોટ્યવધિ ધર્મપંથો સ્થાપ્યા કરો અને ધર્મનો ગમે તેટલો તથા ગમે તેવો આડંબર બનાવ્યા કરો; પરંતુ જ્યાં સુધી બીજાઓમાટે તમારા વેદોના આદેશ પ્રમાણેની લાગણી ધરાવનારું હૃદય તમે નથી ધરાવતા, જ્યાં સુધી અન્ય સર્વને તમે પોતાના શરીરના ભાગરૂપ નથી ગણતા અને તમે અને તેઓ, નિર્ધન અને ધનવાન્ તથા ધર્માત્મા અને પાપાત્મા એ સર્વ તે જ એક અનંત સમષ્ટિ—કે જેને તમે બ્રહ્મના નામથી ઓળખો છો તે—ના જ વિભાગો છે એમ તમે નથી જાણતા ત્યાં લગી તમારા એ ધર્મપંથો, ધર્મસિદ્ધાંતો અને ધર્માડંબરોનો જરા પણ ઉપયોગ થઈ શકવાનો નથી જ.

સદ્‌ગૃહસ્થો! એ પ્રમાણે આજે અદ્વૈતપદ્ધતિનાં કેટલાંક અત્યંત પ્રકાશમાન તત્ત્વોમાંનાં કેટલાંક તત્ત્વો મેં આપ સમક્ષ રજૂ કરવાનો પ્રયત્ન કરેલો છે અને યથાશક્તિ એ સિદ્ધ કરી બતાવ્યું છે કે, માત્ર આપણા દેશમાં જ નહિ, કિન્તુ સમસ્ત સૃષ્ટિના સર્વ દેશોમાં એ અદ્વૈતપદ્ધતિને વ્યવહારમાં યોજવાનો સુવર્ણ સમય આવી લાગ્યો છે. વર્તમાન પદાર્થવિજ્ઞાન અને તેના મહા મુદ્‌ગરના પ્રહારો સર્વ સ્થળે દ્વૈતધર્મોના મૌક્તિક ગૃહમૂલનું ચૂર્ણ કરી નાખે છે. મૂળ ગ્રંથોને તેઓ આગળ વિસ્તર

થઈ ન શકે, એટલી સીમા સૂધી છિન્ન વિચ્છિન્ન કરનારા દ્વૈતવાદીઓ માત્ર અહીં જ છે અને અન્યત્ર નથી, એમ તો સમજવું જ નહિ; પરંતુ તેઓ એમ નથી સમજતા કે, એ ગ્રંથો તે આપણી ઇચ્છા પ્રમાણે સંકોચી શકાય અને વિસ્તારી શકાય તેવા રબ્બર નથી; પોતાનું રક્ષણ થવામાટે ખૂણા અને ગુપ્ત ભાગોમાં છૂપાઈ જવાનો પ્રયત્ન કરનારા તેઓ અહીં જ છે એમ નથી, કિન્તુ યૂરોપ અને અમેરિકામાં એ પ્રકાર અહીં કરતાં પણ વધારે પ્રમાણમાં વિસ્તરેલો છે; અને આ ભાવનાના કેટલાક અંશને ભારતવર્ષમાંથી પણ ત્યાં જવું પડશે. આપણી ભાવનાઓ અત્યાર પહેલાં ત્યાં જઈ પણ ચૂકી છે અને ત્યાં હવે તેમણે દિવસે દિવસે વિશેષ વૃદ્ધિગત થવાનું અને તેમની સુધારણાઓને રક્ષવાનું કાર્ય કરવાનું છે. કારણ કે, પાશ્ચાત્ય દેશોમાં ભાવનાઓનો પુરાતન ક્રમ લુપ્ત થતો જાય છે અને તેના સ્થાનમાં ભાવનાઓના નવીન વસ્તુક્રમનો–કે જે ધનની સેવા કિંવા લક્ષ્મીની ઉપાસના જ છે–પાયો સજ્જડ થતો જાય છે. ખરીરીતે જોતાં ત્યાંના ધર્મની અપરિણત પરંતુ પુરાતન પદ્ધતિ વિશેષ ઉત્તમ હતી–વર્તમાનકાલીન પ્રતિસ્પર્ધા અને લક્ષ્મીની ઉપાસાનાવાળી ધર્મપદ્ધતિ કરતાં તે પદ્ધતિ હજાર ગણી સારી હતી. રાષ્ટ્ર ગમે તેવું બળવાન્ હોય, પરંતુ જો તે ધર્મના આવા પાયાપર જ ઊભેલું હોય, તો જગતનો ઇતિહાસ આપણને સ્પષ્ટતાથી બતાવી આપે છે કે, એવા પાયાવાળાં સર્વ રાષ્ટ્રો મરી ગયાં છે અને આજે તેમની સ્મૃતિ પણ અવશિષ્ટ રહી નથી. પ્રથમ તો એવા ધર્મનો ભારતવર્ષમાં પ્રવેશ થતો જ આપણે અટકાવી દેવો જોઇએ છે અને એ કાર્યની સિદ્ધિમાટે પ્રત્યેકને અદ્વૈતનો ઉપદેશ આપો, એટલે આપણો ધર્મ પદાર્થવિજ્ઞાનના આઘાતને ધૈર્યથી સહન કરીને દૃઢ રહી શકે. બીજું માત્ર એટલું જ કરીને ઊભી રહેવાનું નથી, કિન્તુ બીજાઓને પણ તમારે સહાયતા આપવી જ જોઇએ–તમારા વિચારો યૂરોપ તથા અમેરિકાને સહાયતા આપી શકશે, માટે તેમને વિચારદ્વારા ઉપયોગી થાઓ. પરંતુ એ સર્વ કરવામાટેના ઉપદેશ સાથે હું ફરી એકવાર તમને સ્મરણ કરાવીશ કે, આપણા સમક્ષ અત્યારે કૃતિ આવીને ઊભી રહી છે, અને તે કૃતિનો પ્રથમ ભાગ એ છે કે, ભાતરવર્ષના જે લક્ષાવધિ મનુષ્યો અજ્ઞાનના અંધકારમય કૂપમાં ડૂબતા જાય છે, તેમના ઉદ્ધારમાટે તે કૂપમાં ઉતરો અને શ્રીકૃષ્ણ ભગવાનના નિમ્ન લિખિત શબ્દોને સ્મરણમાં રાખી પોતાના હસ્તને લંબાવી, તેના આધારે તેમને પ્રકાશમાં લાવી મૂકો;–

> "सर्वभूतस्थितो यो मां भजत्येकत्वमास्थितः।
> सर्वथा वर्त्तमानोऽपि स योगी मयि वर्त्तते॥"

એનો ભાવાર્થ એવો થાય છે કે, “જેની ભાવના એકતામાં જ અચલ થયેલી છે, તેણે આ જીવનમાં જ સ્વર્ગ પ્રાપ્ત કરી લીધું છે એમ સમજવાનું છે—અર્થાત્ જે એકતાને જ અવલંબીને સર્વ ભૂતોમાં મને જ ભજે છે, તે યોગી વર્તમાન હોવા છતાં પણ મારામાં સમાયલો છે;” માટે મારો અંતિમ બોધ એ જ છે કે, સર્વત્ર એકતાના અવલંબી અને સમાનશીલ થાઓ.

